# સોબતે અસર

લેખક—

આશાભાઇ અમુલખ શાહ.

શાહકૃત મણકો બીજો

ૐ

# સોબતે અસર.



લેખક—

આશાભાઈ અમુલખ શાહ,

ચંદાવાડી—સુરત.



પ્રકાશક—

છગનલાલ ઉત્તમચંદ સરૈયા,

કલૉક ટાવર—સુરત.



પ્રથમાવૃત્તિ સન ૧૯૧૫.

મૂલ્ય—મનન.

સૌથી ઉત્તમ કેશર કાશ્મીરમાં પાકે છે અને તેજ

## શુદ્ધ સ્વદેશી—

## પવિત્ર કાશ્મીરી કેશર

ઠેઠ કાશ્મીરથીજ અમો જથાબંધ મંગાવી સસ્તી કિંમતે સર્વે બંધુઓને પુરૂં પાડીએ છીએ.

મૂલ્ય એક રૂપ્યે તોલો. બહારગામ વી. પી.થી મોકલાય છે.

મળવાનું સ્થળ—

**મૂલચંદ કસનદાસ કાપડીઆ**

મેનેજર, દિગંબર જૈન પુસ્તકાલય-સુરત

# પ્રસ્તાવના.

શાસ્ત્રમાં જણાવેલા સાત વ્યસનો, પોતાનું-કુટુંબનું અને દેશનું સત્યાનાશ કેવી રીતે વાળે છે તથા પ્રથમ કયું વ્યસન લાગવાથી તે આગળ જતાં ભયંકર રૂપ પકડે છે, તે વિષેનો ઉપદેશ એક મહાત્માએ રાજાને આપ્યો છે.

મહાત્માની પ્રસાદી—ઉપદેશનુ ફળ કદિ-પણ નિષ્ફળ જતું નથી, એવી હિંદુધર્મની માન્યતા શુ ખોટી છે? મહાત્માએ તેમાં જણાવેલા વ્યસનોના રૂપ અને તેના વડે મનુષ્યોની થતી અવનતિ ખાસ મનન કરવા યોગ્ય છે, પરંતુ આમાં જે કાંઇ લખાયું છે તેમા કાંઇ પણ દોષ રહેવા પામ્યો હોય તો તે આ લખનારનોજ છે, એમ સમજી વાચક મહાશય સાર ગ્રહણ કરશો, તો મ્હારો પ્રયત્ન સફળ થયો સ્હમજીશ. અસ્તુ!

આ. અ. શાહ.

# વાંચવાલાયક પુસ્તકો

| | |
|---|---|
| શ્રાવિકા સુબોધ | ૦।= |
| ચેતન-કર્મ ચરિત્ર | ૦। |
| ધર્મપરીક્ષા | ૧) |
| સુકુમાલ ચરિત્ર | ૦।= |
| પંચકલ્યાણ પાઠ (અર્થ સાથે) | ૦)= |
| શું ઇશ્વર જગત્ કર્તા છે? | —મફત |
| સામાયિક પાઠ (વિધિ અર્થ સાથે) | ૦)-।। |
| જીવવિચાર | ૦)= |
| કળીયુગની કુળદેવી | ૦)- |
| શું સંતોષ રાખવો જોઇએ? | ૦)= |
| જૈન સિદ્ધાંત પ્રવેશિકા | ૦। |

મળવાનુ સ્થળ—

દિગંબર જૈન પુસ્તકાલય, ચંદાવાડી-સુરત.

ॐ

# सोबते असर.

**ઉજ્જયિની** નગરીમાં **ભોજરાજા** સમાન અતુલ બળ, વીર્ય, વિદ્યા, પરોપકારાદિ સદ્ ગુણોના ભંડાર એક **સુવિજ્ઞ** નામના રાજા રાજ્ય કરતા હતા. ત્હેમને **સર્વજ્ઞ** અને **બુદ્ધિસાગર** નામના અનેક વિદ્યાઓના પારગામી, પરમવિદ્વાન, સત્યધર્મના ધુરંધર બે મંત્રી હતા આ બન્નેની કુશળતા તથા સોબતથી રાજાએ પણ સત્યધર્મમાં પ્રવેશ કર્યો હતો, પરંતુ કોઈ કારણવશાત્ રાજાએ આ બન્ને સુમંત્રીઓને તેઓના ઓદ્ધાથી **પદભ્રષ્ટ** કરી, તે જગ્યા **ચંદ્રગુપ્ત** અને **સુદર્શન** નામના બે **વણિકોને** આપી. જો કે

આ નવા મંત્રીઓ સર્વ વિદ્યામાં કુશળ હતા ખરા, પરંતુ વિષયાભિલાષી અને દુરાચારી હોવાથી રાજ્યનો કારભાર બરાબર કરી શકયા નહિ આ મંત્રીઓની તથા બીજા ખુશામતીઆ મનુષ્યોની સોબતથી રાજા પણ વિષયાન્ધ, દુરાચારી, અભક્ષભક્ષક, પરસ્ત્રી અને વેસ્યાલંપટ તથા જુગારી થઈ ગયા, જેથી રાજ્યની દુર્દશાની કાંઇપણ ખબર રહી નહિ.

જેઓના હૃદયમાં જરાપણ **સત્યધર્મના અંકુરો હોય છે, તેઓના મન હમેશાં પવિત્ર રહી** પોતાના ઉપર રેહેમ બતાવનાર વિષેની **શુભ ભાવનાજ** રાખે છે અને એ પ્રમાણે **જુના બન્ને મંત્રીઓને** રાજાની આ દુર્દશા જોઇ અત્યંત **શોક** થયો, પરંતુ તેઓ શું કરી શકે તેમ હતું? નવા મંત્રીઓની ખટપટને લીધે એમનું કાઇ પણ

ચાલતું નહોતું, તોપણ તેઓ તો પોતાના સ્વામીને આ દુર્દશામાંથી બચાવવાના ઉપાયો શોધતાજ રહ્યા.

કેટલાક સમય પછી રાજાને પોતાની સ્થિતિનું ભાન કરાવવા માટે **સર્વજ્ઞ** મંત્રીએ **માછીમારની જાળ** ઓઢી **મહાયોગીશ્વરનું રૂપ** લીધું તથા **બુદ્ધિસાગર** મંત્રીએ એક ઝોળીમાં કેટલાક મચ્છ ભરી ત્હેના **ચેલાનું રૂપ** લીધું, અને ઉજ્જયિની નગરીની બહાર એક મેદાનમા મોટા આડંબરપૂર્વક **ધૂણી** લગાવી તપસ્યા કરવા લાગ્યા! થોડાજ દિવસમા મંત્ર, તંત્ર અને જ્યોતિષ-વિદ્યાના પ્રભાવથી તે નગરીના સ્ત્રી-પુરૂષોને વશ કરી લીધા, જેથી દરરોજ હજારો નર-નારી પોતપોતાનાં દુ:ખ મટાડવા આવવા લાગ્યા, અને તે મહાત્મા પણ ઔષધિ,

મંત્ર, તંત્રાદિના પ્રયોગથી બધાના દુઃખ દૂર કરવા લાગ્યા! આ ઉપકારના બદલામાં તે મહાત્મા કાંઈ પણ લેતા નહિ એમની મૂર્તિ જ એવી હતી કે જે જોવાથી પરમ વૈરાગી અને યોગીઓમાં અદ્વિતીય જણાતી હતી!

જ્યારે મહાત્માની પ્રશંસા અને ચર્ચા રાજા સુધી પહોંચી એટલે બન્ને નવા મંત્રીઓ સહિત **રાજા** પણ પોતાની વિષયભોગ લાલસા પૂર્ણ કરવાની ઇચ્છાથી તપસ્વી પાસે આવ્યા અને દર્શનથી તથા અનેક પ્રશ્નોના યથાર્થ ઉત્તરથી રાજા પણ કૃતકૃત્ય થઇ **યોગીશ્વરના ગુણના અનુરાગી** થઇ ગયા, પરંતુ તેમના શરીરપર મચ્છ પકડવાની જાળ જોઇ બહુજ **આશ્ચર્ય** પામ્યા અને જાળ ઓઢવાનું કારણ જાણવાની ઇચ્છાને બહુ રોકી, પરંતુ વધારે વખત રોકી શકયા નહિ, એટલે

લાચાર બની, હાથ જોડીને નમ્રતાપૂર્વક અરજ કરી કે, " મહાત્મન્! **આપના શરીરપર આ કન્થા ( જાળ ) શાની છે?"** એટલે મહાત્મા બોલ્યા—

"રાજન્! ત્હમે તો ચકોર ચક્ષુ રાખવા છતાં પણ આટલા માણસો વચ્ચે આંધળા મનુષ્યના જેવો પ્રશ્ન કર્યો શું ત્હમને નથી દેખાતુ કે આ મચ્છ પકડવાની જાળ છે!"

**રાજા**—"મહારાજ! આપને જાળની શી જરૂર છે?"

**મહાત્મા**—"જ્યહારે જ્યહારે માંસ ખાવાની ઇચ્છા થાય છે ત્યહારે ત્યહારે મચ્છનો શિકાર કરીએ છીએ!"

**રાજા**—"મહાપૂજ્ય! દાસનું પૂછવું એમ નથી કે આપે આ જાળ શિકાર કરવા

માટે રાખી છે. અતઃ આપ મશ્કરી ત્યજી યોગ્ય ઉત્તર આપશો કે આ જાળથી ઠંડી યા ગર્મીનો બચાવ કેવી રીતે થઇ શકે છે ?"

**મહાત્મા**—"રાજા, તું તો મૂર્ખ છે, મચ્છ પકડવા સિવાય આથી બીજું કયું કામ થઇ શકે ? અગર જો તું ખોટું સ્હમજતો હોય, તો અમારી ઝોળી જો, કે જહેમાં હું અને મારો ચેલો હમણુાંજ શિકાર કરીને લાવ્યા છીએ!"

ઝોળીમા મચ્છ જોઈ આશ્ચર્યપામી રાજાએ કહ્યું—

"મહારાજ ! મ્હને મ્હોટો સંદેહ ઉત્પન્ન થયો છે '

**મહાત્મા**—"વત્સ, ડરીશ નહિ, નિડર બની ત્હારો સદેહ દૂર કરી લે."

**રાજા**—આપ સર્વજ્ઞ, પરમવૈરાગી, સર્વના દુઃખનો નાશ કરનારા મહાન યોગીશ્વર છો, જેથી મ્હને વિશ્વાસ આવતો નથી કે આપ માંસભક્ષણ કરો છો. !"

**મહાત્મા**—"ત્હને વિશ્વાસ નથી આવતો એ ઠીક છે. માંસાહારીને હિંસા અવશ્ય કરવી પડે છે અને જૈનનું સર્વત્ર રાજ્ય થવાથી, હિંસાને નર્કમા લઈ જનારી સર્વ મતાવલબીઓએ માની છે જેવી રીતે કે,

**"अहिंसा परमो धर्मः हिंसा सर्वत्र गर्हिता"**

આટલા માટે હવે પણ વૈદિક હિસા (જે પૂર્વકાળમા અનિવાર્ય ફેલાઇ હતી) તદ્દન બધ થઇ ગઇ છે વર્તમાન કાળમા સર્વેએ અહિસા ધર્મજ પાળવો ઉચિત છે, અને અમે તો **અહિંસા ધર્મના ભટ્ટાચાર્ય**જ ઠર્યા તો માંસ કેવી રીતે ખાઇ શકીએ ? પરતુ

જ્યારે **સુરાદેવી** (મદ્ય) નો નીશો (બેભાન-પણું) આવે છે ત્હ્યારે માસ ખાધા વિના આનંદ આવતો નથી !"

**રાજા**-"હું તો વધારે સંશયી બન્યો. શું આપ આવા પરમવૈરાગી થઇ મદ્યપાન પણ કરો છો ?"

**મહાત્મા**-"તું તો મહા મૂર્ખ દેખાય છે, અમારા જેવા મહાન યોગીશ્વરો શું મદ્ય-પાન કરે ખરા કે ? કારણ **મદ્યસેવન** (ભાંગ, તમાકુ, ગાંજો, ચરસ, અફીણ, ચંડુલ વગેરે બધી કેફવાળી ચીજો) મા **૭૨ નુકસાન** તો આજકાલના પાશ્ચિમાત્ય ડૉકટરો બતાવે છે અને અમારા બ્રહ્મજ્ઞાનમાં તો હજારો નુકશાન પ્રત્યક્ષ દેખાય છે તથા ત્હમે સેંકડો નુકશાન પ્રત્યક્ષ જુઓ છો. એ સુરાદેવીનો પ્રચાર અને આદર તો પૂર્વકાળમા જ્હ્યારે **શ્રોતામણી**

**યજ્ઞ** થતો હતો તે વખતે હતો અને વેદ સત્ય માનવામાં આવતા હતા, પરંતુ હવે તો માળી, ભંગી, ચમાર આદિ નીચ જાતિમાંથી પણ નીકળવા લાગ્યો, તો અમે પરમ યોગિશ્વર કહેવાઈએ છીએ, કહો કેમ પી શકીએ? પરંતુ કોઇ કોઇ વખત વેશ્યાને ત્યાં જઇએ છીએ ત્યારે તો પાંચ-સાત બાટલીઓ ઉડાવ્યા વિના બ્રહ્માનંદ આવતોજ નથી !"

**રાજા**-"મહારાજ, હું તો **સંદેહસાગરમાં** ડૂબતો જાઉં છું, અર્થાત્ મ્હારી સાથે શું કૌતક કરવા લાગ્યા કે જે પોતાને દોષિત અને નિર્દોષી બન્ને સિદ્ધ કરતા જાઓ છો?"

**મહાત્મા**-" આ ઉપરથી તું પાગલ છે એમ સ્હમજાય છે, કેમકે અમે સત્ય હકિકત તો ગુરૂ પાસે પણ કહી નથી, જે ત્હને અમારી સત્ય હકીકત કહી ત્હારો સંદેહ દૂર

કરવા ઇચ્છીએ છીએ અને તું તો સંદેહ-સાગરમાંજ ડૂબતો જાય છે! ખેર! હું સત્યજ કહું છું કે, વેશ્યાને ઘેર જવામાં શંકા કરીશ નહિ, કેમકે અમે યોગીશ્વર છીએ, અને અમે જો વેશ્યાને ત્યાં જાત તો અમને આટલું જ્ઞાન પ્રાપ્ત ન થાત! કેમકે **વેશ્યાશકત પુરૂષ** તન, ધન, યૌવન, કુળ, ધર્મ અને રાજ્યાદિનો નાશ કરી આલોકમાં **મહાનિંદા અને દુઃખ ભોગવી** પરલોકમાં અનંતકાળ સુધી **નર્કના અસહ્ય દુઃખો ભોગવે છે.** આ સત્ય હકીકત ચાર વેદ, ષટ્શાસ્ત્ર, અઢાર પુરાણ વગેરે સર્વ મતના ગ્રંથોમાં પ્રસિદ્ધ છે અને અમે તો સર્વ શાસ્ત્રના પારગામી તથા યોગાભ્યાસથી બ્રહ્મજ્ઞાન મેળવી શકયા તો આ વિરૂદ્ધ કાર્ય (જહેનો સર્વ મતવાળા નિષેધ કરે છે અને અમારા બ્રહ્મજ્ઞાનમાં પણ પ્રત્યક્ષ નિંદનીય ભાસે છે)

અમે કેમ કરી શકીએ ? પરંતુ કોઇ દિવસ, પરસ્ત્રીસેવનથી ખાલી પડીએ તો પછી વેશ્યાઓના ઘેર ગયા સિવાય રહી શકતા નથી ! ! !

રાજા આ હકીકત સાંભળી **આશ્ચર્ય** પામી ચુપ થઇ ગયો એટલે ફરીથી મહાત્માએ કહ્યુ—"પુત્ર ! તું શોકસમુદ્રમાં ગોથા ન ખા ! અમે તો યોગી છીએ, ત્હારી મૂર્ખતા જોઇ અમે આવી રીતે કહીએ છીએ, પરંતુ તું એવો મૂર્ખ છે કે જરા પણ વિચાર કરતો નથી જે આવા મહાત્મા તપસ્વી બ્રહ્મજ્ઞાનના ધારક પરસ્ત્રીસેવન કેમ કરે ?

રાજા—"ત્યારે શું આપ જુઠું બોલો છો ?"

**મહાત્મા**—"હે રાજન્ ! જુઠું બોલનારને કદિ બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત થઇ શકે છે ? અને જ્હેણે

બ્રહ્મજ્ઞાન મેળવ્યું તે શા કારણે જુઠું બોલે ? જુઠું બોલવું તે તો મહા નીચ, કપટી, માયાચારી પુરૂષોનું કામ છે. હું બ્રહ્મજ્ઞાનથી સત્ય કહું છું કે, વેશ્યાગમન કરતાં પરસ્ત્રીસેવનમાં અનંતગણું પાપ છે, અને આબરૂ તથા મૃત્યુનો ભય તેમજ તે સ્ત્રીથી વિયોગ થવાની શંકા તો દરેક પળે સન્મુખ ઉભીજ હોય છે. જે ;પુરૂષ પરસ્ત્રીલંપટ છે તે બ્હેન, પુત્રી, પુત્રવધૂ, નાના ભાઈની વહુ વગેરેને પણ છોડતો નથી અને જો તેજ પુરૂષ ઘરમાં મોટો-મુખ્ય ગણાતો હોય તો ત્હેના કુટુંબના જેટલાં સ્ત્રી-પુરૂષો હોય તે બધાં દેખાદેખીથી વ્યભિચારી થઇ જાય છે, આમાં જરાપણ શંકા રાખવા જેવું છેજ નહિ. કોઇ મહાશય આ વાત અસંભવિત સ્હમજે, તો તેઓએ કોઇ વ્યભિચારીના ઘરનું નિરીક્ષણ કરવું કે કેટલા

સ્ત્રી-પુરૂષ શીલવંત જણાય છે ! એ તો શું પરંતુ મહોલ્લામાં પણ કોઇ ભલા માણસ નહિં જણાય, તેથી આવી રીતે પોતાને અને **બીજાને ડૂબાડનાર કાર્ય અમે કેમ કરીએ ?"**

**રાજા**—"ત્યારે આપ કેમ કહો છો કે, જ્યારે પરસ્ત્રી નથી મળતી ત્યારે વેશ્યાને ત્યાં ગયા સિવાય ચાલતું નથી."

**મહાત્મા**—"ભાઈ, જ્યારે ચોરીમાંથી અને **ત્હમારા જેવા મૂર્ખો** પાસેથી વગર મહેનતે પુષ્કળ ધન પ્રાપ્ત થઇ જાય છે, ત્યારે સેંકડો સ્ત્રીઓ ભોગવ્યા વિના ત્હેનો ઉપયોગ શામાં કરીએ ? અમારે છોકરા-છોકરી નથી કે જેઓના વિવાહના ફજૂલ ખર્ચમા પણ ઉડાવી દઇએ !"

એટલે રાજાએ વિચાર કરી કહ્યું-"**શું આપ ચોરી પણ કરો છો ?"**

**મહાત્મા**–"વાહ ! ત્હારી મૂર્ખતાનું વર્ણન તો બ્રહ્મા પણ કરી શકે નહિ તો અમારી શું તાકાત ! તું જરાપણ વિચાર કરતો નથી કે અમારે ચોરી શામાટે કરવી જોઇએ ? આખું જગત્ અમારા વશ છે અગર અમારે ધનની જ-રૂર પડી તો હુકમ કરતાંજ કરોડો રૂપિયા આવી શકે છે, પરંતુ અમારે એક કોડીની પણ જરૂર નથી. કદાચ જરૂર પણ પડે તો આવા મહાન યોગીશ્વર બની કેમ માંગી શકાય ? પછી અમારી ભક્તિ કોણ કરશે ? પાશેર લોટ સિવાય બીજું કાંઈ પણ માંગી શકતા નથી."

**રાજા**–"જ્યારે આમ છે તો આપ એમ કેમ કહો છો કે, ચોરીમાં ધન આવી જાય છે, તો તે પરસ્ત્રીસેવનમાંજ લાગે છે."

**મહાત્મા**–"એ તો નીતિનો નિયમજ છે કે, ચોરીનું ધન કુકાર્યમાંજ ખર્ચાય છે,

પરંતુ હે મૂર્ખ ! અમે ચોરી કદિપણ કરતા નથી અને કોઇ પાસે પાશેર લોટ સિવાય કાંઇપણ માંગતા નથી, પરંતુ **જુગારમાં** જે દિવસે અમારી હાર થઈ જાય છે તે દિવસે તો ચોરી કરવીજ પડે છે !"

આ સાંભળી રાજાએ મનમાંજ વિચાર્યું કે, સમસ્ત કુવ્યસનોનો રાજા જુગાર છે, તેને પણ મહાત્માએ છોડયુ નથી. એમ વિચારી કહેવા લાગ્યો કે, "મહાત્મન્ ! આપે કહ્યું કે અમારો હુકમ થતાંજ શિષ્ય કરોડો રૂપિયા હાજર કરી શકે છે તો **આપ જુગાર કેમ રમો છો ?"**

**મહાત્મા**-"ભાઇ, અમને ટેવજ એવી પડી ગઇ છે. અમે અમારા જીવને ઘણુએ સ્હમજાવીએ છીએ પરતુ જુગાર રમ્યા સિવાય ચાલતુંજ નથી."

**રાજા**-"આપ આવા કયા કારણથી થઈ ગયા ?"

**મહાત્મા**-"જેવી રીતે તું પોતાનું બળ, વિદ્યા, ઐશ્વર્યને નષ્ટ કરી ઉપર્યુક્ત સાત વ્યસનોમાં રક્ત થઈ ગયો તેવીજ રીતે અમે પણ એક દુષ્ટની સંગતિથી બ્રહ્મજ્ઞાનથી હાથ ધોઇ બેઠા, અને સાતે વ્યસનોમાં લીન થઇ ગયા અર્થાત્ પ્રહેલાં અમે **જુગાર** રમતા શીખ્યા તો તેની સાથેજ **ચોરી** પણ શીખવી પડી, જ્યારે ચોરીમાં બહુજ ધન આવવા લાગ્યું તો **પરસ્ત્રી લંપટ** થયા, અને પરસ્ત્રીસેવન બાદ જ્યારે **વેશ્યાશકત** થયા તો ત્યાં **સુરાદેવીનું સેવન અને માંસભક્ષણ** કરવામા લવલીન થઇ ગયા. હવે માંસ ભક્ષણ કર્યા વિના ચિત્ત ઠેકાણે રહેતું નથી. આટલા માટે મચ્છ પકડવાની જાળ સાથે રાખીએ છીએ. આ સિવાય બીજા જેટલાં કુકર્મો છે તેઓને પણ અમે છોડયાં નથી !"

**રાજા**—"ત્યારે આપને આવું ઉત્તમ બ્રહ્મજ્ઞાન કેવી રીતે પ્રાપ્ત થયુ ? અને કેવી રીતે આટલા બધા મનુષ્યો આપના વશ થઇ જાય છે ?"

**મહાત્મા**—"ભાઇ, એ તો અમે હરિદ્વાર, કાશી, પુષ્કર, પ્રયાગ, જગન્નાથ, બદ્રીનાથ, કામેશ્વર, મહાદેવ, કામક્ષા વગેરે દરેક તીર્થોમાં ફરી મોટા મોટા તપસ્વી, સન્યાસી, મહાત્માઓના ચેલા બની જગતને વશ કરવાની ઠગાઇ શીખ્યા છે અને આ તેનોજ પ્રભાવ છે ! આમા બ્રહ્મજ્ઞાન તથા આત્મકલ્યાણ કયાં છે ? ! આજ સુધી તો અમે શાતવૃતિ કરી, પૈસા વગેરે ન લેતાં પોતાની એબ છુપાવી રહેતા હતા, પરંતુ હવે અમને કોઇ જાતનો ભય રહ્યો નથી, જેથી સર્વ સમક્ષ ધારીશું તે કરી શકીશુ."

**રાજા**—" કેમ ! ભય કેવી રીતે ન રહ્યો?"

**મહાત્મા**—"પ્રથમ તો અમે પોતાની સર્વ ગુપ્ત વાત ત્હમારા સમક્ષ કહી ચુકયા, તથા આપ અમારા રાજા છો અને આપનોજ અમને ભય હતો, પરંતુ **આપ તો અમારા કરતાં પણ હજારગણા કુકર્મો કરો છો,** તો પછી ડરજ કયાં રહ્યો ? **' यथा राजा तथा प्रजा '** બલ્કે હવે તો અમારી અને ત્હમારી દેખાદેખીથી આખું જગત્ એવા કાર્યો કરવા લાગ્યા, કેમકે નીતિજ્ઞ પુરૂષોએ કહ્યું છે કેઃ—

**यद्यदाचरति श्रेष्ठस्तत्तदेवेतरे जनाः ।**
**स यत्प्रमाणं कुरुते लोकास्तदनुगामिनः॥**

જેથી અમે તો રાજઋષિ અને ત્હમે રાજાઓના પણ રાજા ! તો બતાવો કે

અમારાથી અને ત્હમારાથી બીજો કોણ શ્રેષ્ઠ છે ? કે જ્હેની દેખાદેખીથી આ જગત્ સુધરે ?

રાજા આ વચન સાંભળી મન, વચન, કાયાથી સચેત થઈ બોલ્યા-"મહાત્મન્ ! મ્હને તો આ દુષ્ટ મંત્રીઓએ બહેકાવી સર્વ-નાશ કરી નાંખ્યો, તો હવે આપના અનુગ્રહથી આ દુષ્ટોને તો યથાર્થ દંડ આપી કાઢી મુકીશ, પરંતુ મ્હારા પરમમિત્ર, પરમહિતૈષી જે **સર્વજ્ઞ** અને **બુદ્ધિસાગર** મંત્રી હતા, તેમના સિવાય મ્હારૂં રાજ્ય કેવી રીતે રહેશે ? મ્હેં સાંભળ્યું છે કે, થોડા દિવસ પહેલાંજ તેઓ દેશ છોડી પરદેશ ચાલ્યા ગયા છે, જેથી તેઓનો મેલાપ થાય એવા ઉપાય બતાવશો તો બહુજ ઉપકાર થશે "

**મહાત્મા**—"આ મંત્રીઓને તથા અમે આપને મૂર્ખ, પાગલ વગેરે કુવચનો કહ્યાં

છે તે સર્વ માફ કરી દેવામાં આવે, તો અમે આપના તે મંત્રીઓને હાજર કરી શકીએ છીએ."

**રાજા**—"વાહ ! વાહ ! આપે તો મ્હારા ઉપર બહુ મોટો ઉપકાર કર્યો છે અર્થાત્ આપ પોતાની એબ અને મ્હને કુચવચન ન કહેત તો મ્હારૂં કલ્યાણ થવુ અસભવ હતું. આપને જો તે મંત્રીઓની ખબર હોય તો સત્વર બતાવો અને આપની એજ ઇચ્છા છે તો તે પ્રમાણે જો આ દુષ્ટો આજથી પોતાની વર્તણુક સુધારે તો તેઓને શિક્ષા નહી કરૂં."

**મહાત્મા**—"બહુજ સારૂં, અમે તે મંત્રીઓને હાજર કરીએ છીએ.'

એટલુંં કહી તે બન્ને યોગી રાજાના ચરણમા પડયા અને બોલ્યા કે, અમેજ બન્ને આપના અનુચર છીએ. રાજાએ ઉદાડી છાતિ સાથે

દાખ્યા અને અનેક પ્રકારે તેઓની **પ્રશંસા** કરી આનદપૂર્વક **નગરમાં પ્રવેશ** કર્યો તથા નીતિપૂર્વક રાજ્ય કરતાં અપાર સુખ ભોગવવા લાગ્યા

**પ્રિય વાચક**! ઉપર જણાવેલી હકિકતથી સ્હમજાયુ જ હશે કે, માત્ર એક નજીવા જણાતા વ્યસનમાથી કેવાં કેવા ભારે વ્યસનો લાગુ પડે છે અને તેના અગે કેવાં કેવાં નીચ કૃત્યો કરવા પડે છે. માત્ર જુગાર જેવા વ્યસનમા સપડાયલો મનુષ્ય કેટલી હદ સુધી પહોંચી પોતાનુ અને અન્યનું અહિત કરે છે?

આ સાત પ્રકારના **વ્યસનનો નિષેધ** જૈનશાસ્ત્રોમા ઘણીજ સારી રીતે જણાવ્યો છે, છતાં આપણા જૈનબધુઓ, તે (જુગાર) બીજા કોઇ દિવસે નહિ પરંતુ પર્યુષણ જેવા પવિત્ર દિવસોમાં (નવરાશના દિવસો સ્હમજી)

રમે છે, જે અતિ નિંદ્ય કહેવાય! બંધુ! આખા વર્ષમાં થયેલા પાપનું નિવારણ કરવા માટે પરમકૃપાળુ મહાન્ આચાર્યોએ આપણને આ દિવસો નક્કી કરી આપેલા છે, તો તે દિવસોમાં જુગાર જેવા સત્યાનાશીઆ રાક્ષસના હાથમાં સપડાવું-પડવું તે શું વીરના પુત્રોને શોભાપ્રદ છે?

આવા પવિત્ર દિવસોમાં બની શકે તેટલો મનોનિગ્રહ કરી, એકાગ્ર ચિત્તે પોતાના પાપ આળોવવાના કાર્યમાં મંડવું જોઇએ-અરે કર્મરૂપી શત્રુએ એક વર્ષમા કરેલા નુકશાનની ખોટ પૂરી કરવા કમર કસવી જોઇએ આપણે આવે વખતે-આત્મા અને કર્મના યુદ્ધ પ્રસંગે જો પાછા હઠીશું યા બાયલા બની બેસી રહીશું તો નક્કી સ્હમજવું કે એક દિવસ એવો આવશે કે શત્રુજ આપણા પર રાજ્ય કરશે!

છેવટે એટલુજ કહીશ કે, શ્રાવકધર્મના વ્યવહાર જાળવવા માટે આવા વ્યસનોથી હંમેશાં દૂર રહી, આત્મકલ્યાણ કરવા તરફ વૃત્તિ રાખવી જોઇએ; અને તેથીજ આત્માની ઉન્નતિ થઈ મોક્ષપૂરીએ પહોચી જવાની દરેકની ઉત્કંઠા પૂર્ણ થશે અસ્તુ ! '



# ઉપદેશમાળા.



૧ ત્હમારી ઉમર અધિક થઈ ગઇ છે અને મોત સમીપ ઉભા છો. ત્હમારા માટે હવે કોઇ રક્ષણસ્થાન નથી અને ત્હમારી પાસે યાત્રાને પૂરતો સામાન પણ નથી.

૨. ત્હમે પોતાના રક્ષણ માટે કિલ્લો તૈયાર કરો, બહુજ પરિશ્રમ કરો અને બુદ્ધિમાન બનો જ્યારે ત્હમારો આંતરિક મળ ધોવાઇ જશે અને પાપથી મુક્ત થશો ત્યારે ત્હમે દિવ્ય લોકમાં શ્રેષ્ઠ લોકોની માફક જઇ શકશો

૩, ત્હમારા રક્ષણ માટે દ્વીપ તૈયાર કરો અને પરિશ્રમ કરી બુદ્ધિમાન બનો; જેથી ત્હમારા અંતઃકરણનો મેલ ધોવાઈ જાય અને દોષરહિત બની જાઓ. આથી ત્હમને જરા અને જન્મવાળી અવસ્થા પ્રાપ્ત થશે નહી.

૪. જેવી રીતે સોની, સોના અને ચાંદીનો મેલ દૂર કરે છે એવી રીતે પોતાના જ્ઞાનદ્વારા અંતઃકરણનો મેલ ધીમે ધીમે કાઢી નાંખતા જાઓ.

૫. લોખંડથી ઉત્પન્ન થતો કાટ જો એક વખત લોખંડ ઉપર જામી જાય છે તો તે લોખંડને ખાઇ જાય છે, તે પ્રમાણે જેઓ સન્માર્ગનું ઉલ્લંઘન કરે છે તેઓના કર્મ ત્હેમને નર્કમાં લઇ જાય છે.

૬. ધ્યાનનો મલ અભ્યાસ છે, ઘરનો મલ અવ્યવસ્થા છે, શરીરનો મલ આળસ છે અને પહેરેગીરનો મલ અસાવધાનતા છે.

૭ સ્ત્રીઓનું કલંક ખોટું આચરણ છે, અને દાનીનું કલંક લોભ છે. દુરાચરણ આલોક અને પરલોક બન્નેમાં કલંકિત કરે છે.

૮. આ સર્વ મલમાં એક બહુજ હલકો મલ છે અને તે અવિદ્યા અથવા અજ્ઞાન છે. સાધુઓ આ વાત ધ્યાનમાં લેશે ખરા કે?

૯. જેઓ બીજાના ઘાતક, અપમાન કરનારા, ચાંડાળ અને નિર્લ્લજ હોય છે તેવા મનુષ્યોનું જીવવું નિરર્થક છે

૧૦. જેઓ વિનયી, પવિત્રતા તરફ લક્ષ આપનારા, નિષ્કામ, શાંત, નિષ્કલંક અને હોંશીઆર હોય છે તેવા મનુષ્યોનું જીવવું સાર્થક છે

૧૧. જેઓ હિંસા કરે છે, જુઠું બોલે છે, બીજાની વસ્તુનુ હરણ કરે છે, પારકી સ્ત્રી પાસે જાય છે અને મદ્ય પીવામાં હમેશાં નિમગ્ન રહે છે, તેઓ આલોકમાજ પોતાના હાથે પોતાના પગ ઉપર કુહાડી મારે છે.

૧૨ વાંચક! જેઓની વાસના બુરી છે તેઓની દશા શોચનીય છે હે મન! લોભ અને દુરાચણુ ત્હને દુઃખથી મુક્ત કરી શકતાં

નથી, તે માટે તે વિષે ખૂબ વિચાર કરો.

૧૩. જે લોકો બીજાની ચઢતી જોઈ બળે છે–ઇર્ષા કરે છે તેઓને કદિપણ શાંતિ હોતી નથી. આથી વિરૂદ્ધ જેઓ આવા ભાવ છોડી દે છે તેઓ હમેશાં શાતિમા રહે છે

૧૪. વિષય સમાન અગ્નિ નથી, દ્વેષ તુલ્ય મગર નથી, માયા સમાન જેલ–કેદખાનું નથી અને તૃષ્ણા સમાન નગર નથી.

૧૫. બીજાના દોષ સહજ જણાઇ આવે છે, પરતુ પોતાના દોષ જોવા આત કઠીન છે મનુષ્યો બીજાના દોષ ભૂસાના સમાન ઝટ ઝાટકી કાઢે છે, પરંતુ જે પ્રમાણે જૂઠો બદમાસ પોતાના પ્રપંચ બીજા ઉપર નાખી પોતે છપાય છે તે પ્રમાણે મનુષ્ય પોતાના દોષો છુપાવે છે.

૧૬. જે મનુષ્ય બીજાના દોષ જોઇ હમેશાં ક્રોધ કરે છે, ત્હેના મનોવિકાર હમેશા વૃદ્ધિંગત થતા જાય છે અને પછી ત્હેનાથી ત્હેનો છૂટકારો થતો નથી.

## સ્મરણાર્થે ભેટ!

આ પુસ્તક આઈ નવી (દ્વિ

તે શાહ ઉત્તમચંદ પાનાચાચંદના પ

સ્મરણાર્થે તેમના પુત્રો તરફથી ભેટ!

તેમના આજ્ઞાંકિત પુત્રો—

છગનલાલ ઉત્તમચંદ સરૈ

અને

મગનલાલ ઉત્તમચંદ સરૈયા

ઠે કલૉકટાવર–સુરત.

Printed by—
**Matubhai Bhaidas** at the K. A's 'Surat Jain Printing Press, Khapatia Chakla Surat, and
Published by—
**Chhaganlal Uttamchand Saraiya**
from his house near Clock Tower—
Surat.